પુષ્પ ૨ જું.

વ્યાસ રાષ્ટ્રીય

સસ્તું સાહિત્ય પ્રચારક હારમાળા.

# હિન્દુ સમાજમાં ગુલામી વહેપાર

લેખક
મુળશંકર જાદવજી વ્યાસ.

પ્રકાશક
હરીચંદ [illegible] દોશી.
વ્યવસ્થાપક
વ્યાસ રાષ્ટ્રીય સસ્તું સાહિત્ય પ્રચારક કાર્યાલય.
મેન્ટસ રોડ—કરાચી.

આવૃત્તિ પહેલી. સંવત ૧૯૭૮. પ્રત ૧૦૦૦.

મુલ્ય એક આનો.

# વાંચનના શોખીનોને

## ખુશ ખબર.



# પ્રસ્તાવના

જ્યારે દેશની પ્રજાએ સ્વરાજ્ય સ્થાપવાનો નિશ્ચય કર્યો છે, ત્યારે દેશની પ્રજાની પહેલી ફરજ એ છે કે દેશમાં ચાલતી રાજ્યદ્વારી, સામાજીક અને ધાર્મીક સંસ્થાઓમાં ચાલતી આપખુદી, અંધાધુંધી અને દાંભીકતાને નષ્ટ કરવી જોઇએ. રૂઢી બંધનોની બેડીઓ તોડવા બહાર પડવું જોઇએ.

દેશમાં ચાલતી આપખુદી, અંધાધુંધી અને દાંભીકતાનું પોગળ પ્રજા સમક્ષ ખુલ્લું કરી પ્રજાને એ જાલીમ રૂઢીઓથી બચાવવા અર્થે આજે પ્રજામાં તેવા વિષયોના સસ્તાં સાહિત્યનો ફેલાવો કરવો એ પણ દેશસેવાનું, લોકસેવાનું એક ખાસ અંગ જાણી મ્હારામાં અનેક જાતની ત્રુટીઓ હોવા છતાં પણ મ્હેં આ **વ્યાસ રાષ્ટ્રીય સસ્તું સાહિત્ય પ્રચારક કાર્યાલય.** કાગળો તથા છપાયની અતિશય મોંઘવારી છતાં શરૂ કરવાનું સાહસ કર્યું છે. અને આ કાર્યાલય તરફથી વિદ્વાન લેખકોની કસાયલી કલમોથી રાજ્યકીય, સામાજીક, અને ધાર્મીક લેખો અને વાર્તાઓ અનુક્રમે પ્રજા સમક્ષ રજુ કરવાનો પ્રબંધ કર્યો

છે. તો આશા રાખું છું કે ગુજરાતી આલમ આ મ્હારા સાહસને મ્હારી ત્રુટીઓ તરફ લક્ષ નહિં દેતા પુરતું ઉત્તેજન આપશે.

અંતમાં જણાવીશ કે આ કાર્યાલય તરફથી બહાર પડેલું આ ૧લું પુષ્પ હિન્દુ **સમાજમાં ગુલામી વ્હેપાર ઉપર** વાંચકો પુરતું ધ્યાન આપી સમાજમાં થતા કન્યા વિક્રય, વર વિક્રય, બાળ લગ્ન, અને વૃદ્ધ લગ્નો રૂપી જાલીમ અને શયતાનીયત ભરેલી રૂઢીને નાબુદ કરવા લક્ષ દેશે તો હું મ્હારો શ્રમ સફળ થયો માનીશ. આશા રાખું છું કે વાંચકો આ ન્હાનકડા પુષ્પનો જેમ બને તેમ વધુ પ્રચાર કરવા પ્રયત્ન કરશે એજ.

| | |
|---|---|
| વ્યાસ રાષ્ટ્રીય સસ્તું<br>સાહિત્ય પ્રચારક કાર્યાલય<br>કરાચી. | લી.<br>રૂળશંકર જાદવજી વ્યાસના<br>વંદે માતરમ. |

# હિન્દુ સમાજમાં ગુલામી



વિવાહ ધાર્મિક ક્રિયા છે. પ્રેમ એકજ વખત પરણી શકે છે.

વિધવા પુજ્ય છે. તેનો તિરસ્કાર એ પાપ છે.

કજોડાં અને બાળ લગ્નો પાપરૂપજ ગણવા જોઇએ.

મહાત્મા ગાંધીજી.

આજે સમસ્ત ભારતવર્ષમાં ભારતવર્ષના ઉદ્ધાર અર્થે, ભારતવર્ષની સ્વતંત્રતા અર્થે, દેશની આઝાદી અર્થે દેશના આગેવાનો મહાશ્રમ સહન કરી સતત પ્રયત્ન કરી રહ્યા છે. આજે દેશમાં રાજકીય સુધારા અર્થાત રાજકીય હકકો યાને સ્વરાજ્ય પ્રાપ્ત કરવા પ્રજાનો મ્હોટો સમુહ આ પવિત્ર કાર્યમાં ગુંથાયો છે. આ કાર્ય પવિત્ર છે. દેશ સેવા એ માતૃ ભકિતનું રૂણ અદા કરવાનું કાર્ય છે. પરંતુ જેવી રીતે પ્રજાના મ્હોટા સમુહે રાજ્યદ્વારી લડતમાં, રાજ્યદ્વારી રણસંગ્રામમાં, રાજ્યદ્વારી રણક્ષેત્રમાં ઝંપલાવ્યું છે, તેવીજ રીતે પ્રજાના મ્હોટા સમુહે સમાજ સુધારણા અર્થે પુરતું લક્ષ આપવાની ખાસ અગત્યતા છે. રણસંગ્રામમાં ઝંપલાવ્યા છતાં આપણે આપણા કિલ્લાઓના, આપણા ઘરોના અને આપણા કુટુંબોના રક્ષણાર્થે પુરતો બંદોબસ્ત કરવો જોઇએ. આપણે રાજ્યકીય રણક્ષેત્રમાં વિજયી થતાં પણ જો આપણે

સમાજ સુધારણામાં પછાત રહ્યા તો એ વિજય આપણો વ્યર્થ નિવડશે,એ જરૂર ખ્યાલ રાખજો. હિન્દુ સમાજમાં સમાજ સુધારાઓના સ્વાર્થી દુશ્મનો ભારે અંધાધુંધી ચલાવી રહ્યા છે. હિન્દુ સમાજ પ્રતિદિન અંધશ્રદ્ધામાં ઝકડાતો જાય છે. હિન્દુ સમાજ દિનપ્રતિદીન હિન્દુ ધર્મના રહસ્યને ભુલતો જાય છે. રૂઢી બંધનમાં ભારે ઝકડતો જાય છે. જેના પરીણામે સમાજમાં ભારે અત્યાચારો ચાલી રહ્યા છે. અને જો હજુ પણ દેશના શિક્ષિત સજ્જનો સમાજ સુધારકો અને ધર્માચાર્યો આ સમાજમાં ચાલતી અંધધુંધી તરફ હિન્દુ સમાજનું લક્ષ નહિં દોરવે તો હિન્દુ સમાજનું ભવિષ્ય ખરેખર મહા ભયમાં છે એમ કહેવું અતિશયોક્તિ નહિંજ કહેવાય.

અત્યારે આપણે રાજકીય હકો પ્રાપ્ત કરવા જે ભોગ આપી રહ્યા છીએ તે ભોગના પરિણામે આપણે આપણા જન્મસિદ્ધ હકકો મેળવવા શકિતમાન થઈશું. પરંતુ તે હકકો પ્રાપ્ત કર્યા છતાં પણ આપણા સમાજમાં અત્યારે જે અંધાધુંધી ચાલી રહી છે તે ચલાવવા દેશું તો તે મેળવેલા હકકોનો આપણે કદાપી પુરતો અમલ કરી શકીશું નહિ એ ખાત્રીથી માનજો.

આજે પવિત્ર ભારતવર્ષમાં એ કહેવાતી ઉચ્ચ હિન્દુ સમાજમાં **ગુલામી વ્હેપાર** યાને **મનુષ્યોના વેચાણની અધમ પૃથા ચાલી રહી છે.** આજે દેશમાં સ્વાર્થી માતપીતાઓ પોતાની બાળ કન્યાઓને લક્ષ્મીની લાલચે વૃદ્ધ, અશકત, નિર્બળ અને નિર્વીર્ય શ્રીમંતોને ત્યાં

ગુલામોની માફક વેંચી હિંદુ સમાજમાં પવિત્ર લગ્ન કહેવરાવી રહ્યા છે. આ અધમ લગ્નોને કોણ પવિત્ર લગ્નો કહી શકે? આ ગુલામી વ્હેપાર યાને મનુષ્યોના વેંચાણો નહિં તો બીજું શું? આવા લગ્નોને હિન્દુ ધર્મમાં, સનાતન ધર્મમાં, પિશાચ લગ્નો કહે છે, અરે! અધમ અને પતિત લગ્નો કહે છે.

પવિત્ર આર્યાવૃતમાં, પ્રાચીન ભારતવર્ષના પ્રાંતે પ્રાંતમાં જુઓ તો આજે કોઇ પ્રાંતમાં કન્યા વિક્રય તો કોઈપ્રાંતમાં વર વિક્રય રૂપી અધમ રૂઢી ચાલી રહી છે. આ અધમ રૂઢિથી આપણે પ્રતિદિન પતિત થતા જ ઇએ ઈ.એ. બ્રાહ્મણ, ક્ષત્રીય, અને વાણીક જેવી ઉચ્ચ કોમોમાં આજે જોઇ શકાય છે કે આ કોમોમાં પણ લાયક યુવાનો લગ્ન વિહીન સ્થિતીમાં જીવન વ્યતિત કરે છે અગર તો ઘણીજ મ્હોટી ઉમ્મરે લગ્ન કરવા ભાગ્યશાળી બને છે. ત્યારે બીજી બાજુ તરફ નજર કરતાં દેખાય છે કે એજ જ્ઞાતિના શ્રીમંત વૃધ્ધો એક સ્ત્રીના મૃત્યુ પછી બીજી, બીજીના મૃત્યુ પછી ત્રીજી અને ત્રીજીના મૃત્યુ પછી ચોથી સ્ત્રી મેળવવા પણ પાછી પાની નથી કરતા. ત્યારે એજ જ્ઞાતિઓમાં લાયક વિદ્વાન યુવકો પહેલીવાર પણ લગ્ન કરવા ભાગ્યશાળી નથી બનતા એ કાંઈ થોડું શોચનીય ન કહી શકાય. જયારે પવિત્ર કાઠીઆવાડમાં, મહાત્મા ગાંધીજીની જન્મભુમિમાં, કૃષ્ણ પરમાત્માની રાજયધાનીમા, ભગવાન સહજાનંદ સ્વામીનારાયણના કાઠીઆવાડમાં, ભકતરાજ સુદામા

અને નરસીંહ મહેતાના કાઠીઆવાડમાં કન્યાવિક્રયો ચાલી રહ્યાછે યાને બાળાઓના વેચાણો થઇ રહ્યા છે ત્યારે બીજી બાજુ ગુજરાત, બંગાળા અને સિંધના અમુક ભાગમાં વર વિક્રયના અધમ પ્રથા ચાલી રહી છે. કન્યા ગમે તેવા લાયક હોય છતાં તેમના માવીત્ર તરફથી વર પક્ષને યોગ્ય રકમ પુરતી લક્ષ્મી આપવા શક્તિમાન ન હોય તો તે કન્યાને એક નાલાયક અને અશિક્ષિત, યુવક સાથે થોડી લક્ષ્મીથી કામ પતાવી લગ્નગ્રંથીથી જોડાવું પડે છે. દેશમાં જ્યાં જ્યાં નજર ફેરો ત્યાં ત્યાં આવાં દ્રશ્યો દ્રષ્ય થાય છે. લગ્ન શી વસ્તુ છે તેને આજે હિન્દુ સમાજ ભુલી ગએલ છે. લગ્ન એટલે જોડી કે કજોડી, પાત્ર કે કુપાત્ર, ઉંચ કે નિચ, વિદ્વાન કે મુર્ખ, રૂપ કે કુરૂપ એ બધું દ્રવ્યની લાલચમાંજ આજે હિન્દુ સમાજ ભુલ ભુલામણીમાં ગોથાં ખાય છે. આજે હિન્દુ સમાજ યોગ્યાયોગ્યનુ ભાન લક્ષ્મીના મોહમા પડી, ગુલામી વ્હેપારમાં જકડાવાથી ભુલે છે. દશ કે અગીઆર વર્ષની નિર્દોષ બાળાને સાઠ કે સિત્તેર વર્ષના વૃધ્ધને વરાવવાથી એ બાળાની જીંદગી વ્યર્થ નીવડે છે. અને ટુંક સમયમાં એ નિર્દોષ બાલીકા વૈધવ્ય દશાને પ્રાપ્ત થાય છે. આજે આ અધમ રૂઢીના પ્રતાપે દેશ લાખો વિધવાનો શ્રાપ સહન કરી રહ્યા છે. આજે દેશ ગર્ભપાતના મહાપાપથી ધ્રુજી ઉઠયો છે. ભારત વર્ષનો ભુમિ ગર્ભપાતના પાપોથી થરથરી રહી છે. હવે હદ થઈ છે. હિન્દુ સમાજે સત્વર ચેતી

એ મનુષ્ય વેચાણરૂપી કન્યાવિક્રય અને વરવિક્રય રૂપી જાલીમ અને શયતાનીયત ભરેલી રૂઢીને જલ્દી નાબુદ કરવી જોઇએ.

કેટલાએક વૃધ્ધો સંતાન પ્રાપ્તિના બહાના નીચે એકથી અધીક લગ્નો કર્યે જાય છે. શારરિક સકિતમાં ક્ષીણ બનેલાએ અશક્ત, નિર્બળ અને નિર્વીર્ય વૃધ્ધો કેપ્રી વસ્તુઓના સેવન કરી વિષય વાસના તૃપ્ત કરે અને જેના પરિણામે એ કેપ્રી વસ્તુઓના પ્રતાપે ઉત્પન્ન થએલા સંતાનો દેશનું શું ઉકાળવાના હતા? કદાચ ભવિષ્યમાં ભારત વર્ષમાં મહાન યુધ્ધ આરંભાયું, રણસંગ્રામમાં વિર યોધ્ધા તેમનું અતુલ બળ અજમાવવા હાજર થયા હોય, યોધ્ધાઓને ઉત્સાહીત કરવા અર્થે રણશીંગડા અને શંખનાદ થઇ રહ્યા હોય, ભયંકર વાજીંત્રો વાગી રહ્યા હોય, લોહીની લાલ નદીઓના સમુદ્રનું દ્રષ્ય થતુ હોય, ઘાયલ સૈનિકોના, મૃત સૈનિકોના ઢગ એ રણક્ષેત્રમાં દ્રષ્ય થતા હોય ત્યારે એ નિબળાં, અશક્ત, અને નિર્વીર્ય વૃધ્ધોથી ઉત્પન્ન થએલા સંતાનો, ત્યારે એ બાળ લગ્નથી અને અપકવ વીર્યથી ઉત્પન્ન થએલા નબળાં સંતાનો એ યુધ્ધ ક્ષેત્રમાં ઝઝુમી શકશે ખરા? ત્યારે એ અશક્ત ભારત સંતાનો એ લોહીની નદીઓ અને યુદ્ધ સમયના ભયંકર વાજીંત્રો દેખી કે સાંભળી શકશે ખરા? કદાપિ નહિં. જો દેશોદ્ધાર કરવો હોય, જો દેશમાં સ્વરાજ્ય સ્થાપન કરવું

હોય તો દેશમાં થતાં વૃદ્ધ લગ્નો અને બાળ લગ્નો તુરત બંધ કરાવો. વૃદ્ધ લગ્નો અને બાળ લગ્નોથી ઉત્પન્ન થતી ભારતીય પ્રજા દિન પ્રતિદિન નિર્બળ થતી જાય છે, અને થશે. આ અધમ રૂઢી જો દેશમાં ચાલુ રહેશે તો યાદ રાખજો કે ભારત વર્ષમાં અત્યારે પણ ભારતીય પ્રજામાં જે કાંઇ થોડી ઘણી શારરિક શકિત દ્રષ્ય થાય છે, તે ભવિષ્યમાં નહિ હોય. અને પ્રજા દિન પ્રતિદિન શારરિક શકિતમાં ક્ષીણ બની અશકિતમાં વધશે. માટે હજુ પણ સમાજ સુધારકોએ, જ્ઞાતિ અગ્રેસરોએ, ધર્માચાર્યોએ અને રાષ્ટ્રીય કાર્યવાહકોએ સમસ્ત ભારત વર્ષમાં સમસ્ત પ્રજાને એ સંદેશો પહોંચાડવો કે હરેક હિન્દીએ સમજવું જોઈએ કે દેશમાં થતાં વૃદ્ધ લગ્નો બાળ લગ્નો, કન્યા વિક્રય અને વર વિક્રય રૂપી જાલીમ રૂઢીઓથા, એ ગુલામી વ્હેપારથી, એ શયતાનીયત ભરેલી પૃથાથી ભારતવર્ષનું સત્યાનાસ થઈ રહ્યું છે. એ વૃદ્ધ લગ્નો અને બાળ લગ્નોથી દેશમાં પ્રતિદિન વિધવાઓની સંખ્યા વૃદ્ધી ગત થતી જાય છે. જેથી દેશમાં અનાચાર, વ્યભિચાર અને ગર્ભપાત રૂપી મહાપાપ થઇ રહ્યાં છે. ભારત માતા, એ હિન્દ માતા આજે આવા અધમ પાપોથી ધ્રુજી રહી છે. માતા આજે તેમના સંતાનોની આ અધમ દશા જોઇ અશ્રુ પાડી રહી છે. ત્હમોને માતાના વિલાપથી માતાના દુઃખથી કંઇ થાય છે? ત્હમારા હ્રદય દેશના દુઃખે દુઃખી થતા હોય તો ત્હમો આજથી દેશમાં એ વાતાવરણ, એ સંદેશો ફેલાવો કે કોઈ પણ ભારત સંતાને કન્યા વિક્રય

કરવો એટલે દીકરીઓના દમડા કરવા એ મહાપાપ છે, મહા અત્યાચાર છે. ત્હમે રાષ્ટ્રમાં ઘેર ઘેર, ઝુંપડીએ ઝુંપડીએ એ સંદેશો ફેલાવો કે બાળ લગ્નો અને વૃદ્ધ લગ્નો કરવાથી દેશની પ્રજા અશકત, નિર્બળ અને નિર્વીર્ય બને છે. એ અધમ લગ્નોથી દેશની પાયમાલી થઇ રહી છે. હરેક હિન્દી ની પહેલી ફરજ છે કે સમાજમાંથી કન્યા વિક્રય, વર વિક્રય, બાળ લગ્ન અને વૃદ્ધ લગ્નો રૂપી જાલીમ રૂઢીને નાબુદ કરવા તૈયાર થવું જોઇએ, ખરેખર શ્રીયુત ધીરજે સંસાર ચીત્રનું દિગદર્શન કરાવતાં કહ્યું છે કેઃ—

નિજ બાળ ન્હાનું પારણે, હજુ હોય હરનિશ ઝુલતું;
ખાતાં પીતાં ન આવડે, વળી વાણી શુદ્ધ ન બોલતું.
મા બાપ લેવા લ્હાણ, ઝટ વ્હેવાઇમાં વાતો કરે;
ધરી માંકડું આહુ લાકડે, નિજ બાળનું સુખ સૌ હરે.

૨

સમજે ન શું સંસર, એવા બાળને પરણાવતા;
રૂપ ગુણ શીળ પરખ્યા વિના, અહા કૈકનો ભવ બાળતા.
ધિક્કાર એ મા બાપને, જે બાળ લગ્નો આદરે;
બંધન રૂઢીનું કાપવા, ક્યમ કોઇ ના હિમ્મત કરે.

૩

હુબ પાયમાલી બાળ લગ્ને, જોઇ દિલ દુઃખ થાય છે;
સદ્જ્ઞાનને વિદ્યા તણું, મોટું માંડુ મુકાય છે.
વય જ્યમ વધતું જાય ત્યમ ભરવા ઉદર અકળાય છે;
ચિંતા વધે ચીતમાં શરિરનું, હીર પણ બળી જાય છે.

( ૪ )

વિક્રય વધ્યો બહુ બાળકીનો, હિન્દુ સંસારમાં;
તેથી ઘરોઘર લગ્ન, બાળકના બને વ્યવહારમાં.
વર વરસ પંચેતેરનો, ને હોય વહુ દશ બારની;
અથવા યુવતી વય વીશનું, ને કંથ ઉમ્મર તેરની.

( ૫ )

બંધાઈ રૂઢીના બંધને, આવાં કજોડાં જયાં કરે;
સંસાર રથ સમ ચક્રવિણ, ત્યાં કયમ સ્હેજે સંચરે.
નિતી ન સમજ પ્રેમની, વર-વહુ નિસાસા નાખતાં.
ફારસ જુઓ જન રૂઢીને, તજતા ન દુઃખ પામે છતાં.

( ૬ )

લઈ દામ દીકરીના જીવે, પણ પેટ નિજ નવ ફોડતા.
કુળ મોટપ મોહી પડીને, બાળકી બસ વેચતા;
લીલાંઉ રે નિજ પુત્રીનું એ ધર્મ કહો કયાંનો હશે ?
શી રીત એવા રાક્ષસોનો, પાપથી છુટકો થશે ?

( ૭ )

મન મિત્રતા વિણ કંથ કલેશે, આત્મહત્યા આદરે;
અથવા કરી અતિ ક્રોધ, કામિની કુપમાં જઈ પડે.
પછે પોક મુકે દુઃખથી, મા બાપ એ નરનારનાં,
નજર નિહાળ્યાં ચીત્ર એવાં, કૈક આ સંસારના.

---

કંન્યા વિક્રય જે કરે, પાપી પુત્રીનો શ્રાપ,
અંતે નર્ક તણો બને, અધીકારી તે આપ.

અસ્તુ    હરી    ૐમ    શાન્તિ.

સમાપ્ત

# ધી ગ્લોબ ઈન્જીનીયરીંગ વર્કસ.

ઇલેક્ટ્રીકલ ઇન્જીનીઅર્સ અને કંટ્રાકટર્સ. જુની ફેરબસનો બીલ્ડીંગ બંદર રોડ કરાચી.

જો તમારે તમારા ઘર, ઓફીસ કે દુકાનની અંદર ઈલિટ્રીક વાયરીંગનું કામ કરવું હોય તો બીજે સલાહ લેવા પહેલાં ઉપરને ઠેકાણે એક વખત મળવા તકલીફ લેશોજી. કે જ્યાં બાહોશ સુપરવાઇઝરની દેખરેખ નીચે દરેક કામ થઇ શકે છે. તેમજ ઇલેકટ્રીકનો દરેક સામાન જથાબંધ તથા છુટક મળી શકે છે. સફાઇદાર તથા સંતોષ કારક કામની પુરતી ખાત્રી આપવામાં આવે છે. અર્ધા આનાનું પોસ્ટ કાર્ડ લખીને દરેક ભાવ તાલ મંગાવો.

# સિંધની જાણીતી અને લોકપ્રિય સંસ્થા

## ધી
## કોરોનેશન કોમરસીયલ
# કોલેજ

બંદર રોડ કરાચી.

---

પ્રોસપેક્ટસની નકલ આજેજ મેળવો.

પ્રોફેસર વાસવાણીના હાથથી ખુલ્લું મુકાયેલ

સ્વદેશીનો પ્રચાર એજ સ્વરાજનો મંત્રોચ્ચાર

# ત્યારે.

/

તમારે વીદેશી કપડાંત્યાગી, સ્વદેશી શુસોભીત કપડ માં સજ થવું હોય તો

# ધી કેશવ વીવીંગ એસ્ટેબ્લીશમેન્ટમા

કરાચી લોરેન્સ રોડ ઉપર.

હાથ વણાટથી બનતો, ચેકસ, ત્રાસા, ખાદી, શરટીંગ બેડ સીટસ રજાઈ વીગેરે માલ વાપરો. તે તમોને કદી પણ વીલાયતી માલ ખરીદ કરવા સુચવશે નહી.

સોલ એજન્ટ

# ધી રોયેલ ટેલરીંગ કું. નાનકવાડા-કરાચી

ટેલરીંગની બાબતમાં અમારી સલાહ લેવા એક વખત અવશ્ય ફેરો મારશો. તો જરૂર કાંઈ જાણવાનું મળશે.

"હિતેચ્છુ" પ્રેસમાં હરીલાલ વાલજી ઠાકર છાપ્યું—કરાચી.